શ્રી સ્વામિનારાયણ ઉઁ

# સહજાનંદસ્વામિની ઉત્પત્તિ

અને

ધર્મકુળ, જનાગમન વગેરે વગેરે



બનાવનાર

મગનલાલ બાપુજી, ઠાકર

સંજાયા તાબે પેટલાદ

છપાવી પ્રસિદ્ધ કરનાર

એમ. બી. સી. ટી. એન્ડ કંપની—પીપળાવ

---

અમદાવાદ—'શ્રીમુદ્રણકલામંદિર' લિમિટેડ.

સંવત ૧૯૫૪. સન ૧૮૯૮.

મૂલ્ય રૂ૦-૨-૦

શ્રી સ્વામિનારાયણ ઉર્ફે

# સહજાનંદસ્વામિની ઉત્પત્તિ

અને

## ધર્મકુળ, જાત્રાગમન વગેરે વગેરે

બનાવનાર


મગનલાલ બાપુજી, ઠાકર

સંજાયા તાબે પેટલાદ



છપાવી પ્રસિદ્ધ કરનાર

એમ. બી. સી. ડી. એન્ડ કંપની–પીપળાવ

---

અમદાવાદ—'શ્રીમુદ્રણકલામંદિર' લિમિટેડ.

સંવત ૧૯૫૪. સન ૧૮૯૮.

મૂલ્ય રૂ૦-૨-૦

# અર્પણ પત્રિકા.

'અખંડ પ્રૌઢ પ્રતાપ ધર્મધુરંધર'

'પાંડે શ્રી બિહારીલાલ ભગવતપ્રસાદ'

'શ્રી વડતાલની ગાદીના આચાર્ય.'

આપ ધર્મવૃદ્ધિમાં તત્પર, સંત સમાજમાં પ્રેમ રાખી ભવ ભાવિક જન સમુહમાં પ્રેમ દર્શાવનાર, સંસ્કૃત વિદ્યા વૃદ્ધિને ઉત્તેજન આપી પાઠશાળા સ્થાપનાર, નિત્યનિયમમાં રહી નિયમ પ્રવર્તાવનાર, ગોમતી જીર્ણોદ્ધાર કરનાર, સદ્‌ગુણ સંપન્ન છો. હું આપના શીતળ છત્રની છાયા તળે લાલન પાલન અને અભિવૃધ્ધિ પામેલ હોવાથી ધર્મશાસ્ત્રનું મંથન કરી આ લઘુ પુસ્તક બહાર પાડી આપના ચર્ણ કમળમાં અર્પુછું.

ગીતિ.

જનક પિતા સમ જાણું, (શ્રી)ધર્મધુરંધર પાંડી બીહારી;
અલ્પમતિથી અર્પું, ગ્રંથ ઉત્તમ આ લેશો સ્વીકારી.

હુંછું આપના ચરણ કમળની રજ

ગ્રંથકર્તા.

# ઇશ્વર સ્તુતિ.

## શાર્દૂલવિક્રીડિત.

હે! પુરૂષોત્તમ છો પ્રકાશ કરતા, સદ્ધર્મ સ્થાપ્યો સદા;
સ્થાવર જંગમ વ્યોમ વ્યાપી સઘળે, ભૂલુ ન મનથી કદા;
નાભીમાં કસ્તુરી બાસ મૃગને, ખલકે ન ખોળી મળે;
મન મૃગ છે મદન વસમાં, જે છે તે છે આ સ્થળે.

શ્રી મનહર. અંતર લિપિકા.

સહજમાં આનંદ, રહ્યો હશે કીયે ઠામે,
હરઘડી જપતપ, સમાધી કે ધ્યાનમાં;
જાતિમાં કે ભાતિમાં કે, જ્ઞાતિમાં ગણાય નહિ,
નંકી નથી નથી નથો, તડાકાના તાનમાં,
દમન દેહનું કીધે, શરીર શીયળ બને,
નિર્વિકલ્પ સાથે સ્વલ્પ, મળસે મકાનમાં.



## શ્રી સ્વામિનારાયણ ઉર્ફે

# સહજાનંદસ્વામિની ઉત્પત્તિ.

**ગરબોને ગઇએ રે શિવ મહાદેવનોરે—એ રાહ.**

ગણપતિ સરસ્વતી હનુમંત લાગી પાય,
ગરબોને ગાવું રે સહજાનંદનો રે;
એક સમે ઋષિ મરિચ્યાદિ સરવે મળીરે,
આવ્યા સર્વે બદ્રીકાશ્રમ,
નરનારાયણ નીરખીને સર્વે નમ્યારે,
આસન આપી સંતોષ્યા ઋષિ બ્રહ્મ. ગરબો૦ ૧
શ્રી નારાયણ ઋષિ પ્રત્યે એમ બોલિયા રે,
ભરતખંડમાં પાળે ધર્મ પ્રજાય,
ઋષિ બોલ્યામાં પૂછો દુષ્ટોની કૃતિ રે,
ગોત્ર ગમન પશુવધ આચાર પળાય. ગરબો૦ ૨
ઓચિંતાને ધર્મરાજા ત્યાં આવિયા રે,
પત્ની સહ કીધો પોતે પ્રવેશ,
ઊઠી આસન આપ્યું શ્રી બદ્રીપતિ રે,
થઇ રહ્યો ત્યાં આનંદનો ઊજેશ. ગરબો૦ ૩

શ્રી કૈલાસથી ક્રોધી મુની પધારિયારે,
દીઠા વીણ જુઓ મોટી થઇ ભૂલ થાપ;
કોપ કરી દુર્વાસા મુખથી બોલિયા રે,
ધરો મનુષ્ય દેહ એવો દીધો શ્રાપ. ગરબો૦ ૪
ઉદ્ધવમુની સૌ વેઠો ઝાઝી આપદા રે,
ધર્મ ભક્તિ ને થાશે જમનો ત્રાસ;
ધર્મ પુત્ર થઇ અવતરશે તે દી હરી રે,
એમ કહી ક્રોધી પોતે ગયા કૈલાસ, ગરબો૦ ૫
નારાયણ કહે કોઇ ચિંતા કરશો નહિ રે,
એ સર્વે છે મૂજને ગમતી વાત;
જન્મ ધરો સૌ રૂષિઓ જઇ અવની વિષેરે,
ધર્મ ભક્તિથી જન્મીશ હું સાક્ષાત. ગરબો૦ ૬
સારવાર્ય દેશમાં સુંદીર નદી દેવ્યા ત્રઠે રે,
ઇટાર ગામે સામવેદી સુખધામ;
ત્રણ પરવને શાખા સુંદીર કૌથમીરે,
ગોત્ર સાવરણીક બાલશ્રમા કન્હીરામ. ગરબો૦ ૭
પાંડે અડખ છે ભાર્ગવ વૈતહવ્યનીરે,
પત્ની ભાગ્યવતીથી કહું ઉત્પન્ન;
સંવત્ સત્તર છન્નુ કાર્તક સુદમાં રે,
એકાદશીને વાર ગણું બુધદંન. ગરબો૦ ૮
સૂર્ય દક્ષિણ પ્રમોદ સંવત્સર હતું રે,
વજ્રયોગ વીષ્ટિ કર્ણે કુંભ લગ્ન;

શરદ ઋતુ ઉત્રાયે જન્મ્યા જે કહું રે,
ધર્મ ધુરંધર ધર્મ તણા ધી મગન. ગરબો૦ ૯
મનોરમા નદી કાંઠે મસોડા તીર્થ છે રે,
બગીહા ચૂડાવા બે શોભે ઉપવન;
શુદ્ધ ઉત્તરમાં છપૈયા સોહામણું રે,
દ્વીજ કુળમાં માતા ભક્તિ ઉત્પન્ન. ગરબો૦ ૧૦
સંવત્ સત્તર અઠાંણુંની સાલમાં રે,
કાર્તક સુદ પૂનેમને હતો બુધવાર;
કૃષ્ણ શર્માનાં કુળ તેદી અજવાળીઆં રે,
બાલશ્રમાથ્રેર લગ્ન કર્યાં નિર્ધાર. ગરબો૦ ૧૧
ધર્મ ભક્તિ બેઉ છપૈયામાં છાજતાં રે,
સ્વસુર કુળમાં વાસ કર્યો સદાય;
રામપ્રતાપ શ્રી શંકરશણ ત્યાં અવતર્યા રે,
થયો આનંદ વળી આગળપરશું થાય. ગરબો૦ ૧૨

---

## સમરૂ બજરંગી—એ રાગ.

ધર્મ ભક્તિ એકને નમું, નમું બદ્રીપતિ રાય;
કષ્ટ પડે બેઉ મૂર્તિને, તે તો કવિથી કેમ કહેવાય રે. સમરૂ બજરંગી. ૧
ધર્મ ભક્તિ બેઉ ચાલિયાં, આવ્યાં અયોધ્યા ગામ:
અસુરે ઉપદ્રવ માંડિયો, ત્યાંથી ગયાં બનારસ ધામરે. સમરૂ બજરંગી. ૨
વિશ્વનાથને સમરિયા, ને આરંભ્યો મહારૂદ્ર;
દુઃખ ભાગો મહાદેવજી, ઘણી પીડા પાડે છે શુદ્રરે. સમરૂ બજરંગી. ૩

ત્યાંથી આવ્યાં પ્રાગ રાજમાં, ત્યાં મળ્યા રામાનંદ;
કંઠી બાંધી ગુરૂ કર્યા, માંડયું સ્મરણ શ્રી વ્રજચંદરે. સમરૂ બજરંગી. ૪
ત્યાંથી આવ્યાં નિજ ગામમાં, છપૈયામાં નિર્ધાર;
જનોઈ દીધી રામ પ્રતાપને, દુષ્ટે લૂંટયા છે ધન ભંડારરે. સમરૂ બજરંગી. ૫
વળી આવ્યાં અયોધ્યા વિષે, આરાધ્યા હનુમંત;
શમણામાં એમ કહી ગયા, જાઓ વૃંદ્રાવન ધરી ખંતરે. સમરૂ બજરંગી ૬
પુત્ર મૂકી મોસાળમાં, આવ્યાં વૃંદ્રાવન;
મરિચ્યાદિ ઋષિમળ્યા, ત્યાં માંડયો વિષ્ણુંનો જગન રે. સમરૂ બજરંગી. ૭
ઋષિ કે' દુઃખ તમને પડે, અમને અપરમપાર;
રીઝયા જોઇ રાધાપતિ, મળ્યા સ્વમામાં જુગદાધાર રે. સમરૂ બજરંગી' ૮
હવે ચિંતા કરશો નહિ, લેઈશું અમે અવતાર;
બાંધો છપૈયે છાપરી, મારે કરવો અસુર સંધાર રે. સમરૂ બજરંગી. ૯
ત્યાંથી બન્ને ચાલિયાં, ભૂલાં પડયાં વન મોઝાર;
કૃત્યા કાળી દત્તની, તેણે પીડા પાડી અપાર રે. સમરૂ બજરંગી. ૧૦
કષ્ટ દેખીને દાસનું, આવ્યા વીર હનુંમાન,
છપૈયામાં મૂકી ગયા, જે ભીડ ભાડમાં જમાંન રે. સમરૂ બજરંગી. ૧૧
અરાડસેં સાડત્રી સાલમાં, વિરોધી સંવત્સર નામ;
ચૈત્ર સુદ રામનવમીએ, પ્રગટયા પૂરણ કામ રે. સમરૂ બજરંગી. ૧૨
અરક ઉત્તરમાં ઊગતાં, હતું નક્ષેત્ર પુષ;
શુક્રમા કૌલવ કરણમાં, રાત્રી ઘટીકા દશ રે. સમરૂ બજરંગી. ૧૩
ગયું તિમર રવિ ઊગતાં, થયું તે વખતે તેમ;
અસુર સૌ ઉથલી પડયા, ભાગે વાથી ઝાડો જેમ રે. સમરૂ બજરંગી. ૧૪

કાળી દત્તે કૃત્યા મોકલી, કરવા હરીનું હરણ;
નેન ચોટ નીલકંઠની દેખી, રંડા પામી મરણ રે. સમરૂ બજરંગી. ૧૫
હાલરડેથી હરિ હર્યા, તળવા ત્રિભોવનનાથ;
કૃત્યા બીજી કુડિયે, માતા ભકિતને પાડચો ત્રાસરે. સમરૂ બજરંગી. ૧૬
પવન સુત આવ્યા પલકમાં, રંડાનો કીધો નાશ;
શ્રીજી સોંપ્યા ધર્મને, ધન્ય ધન્ય એવા હરી દાસ રે. સમરૂ બજરંગી. ૧૭
માર્કંડ મુની ત્યાં આવીઆ, ધરી વિપ્રનો વેષ;
રેખા જોઇ રાજી થયા, નક્કી નીલકંઠ નામ ધરેશ રે સમરૂ બજરંગી. ૧૮
વિવા રામ પ્રતાપનો, આદરિયો મળી જન;
માતા વિવામાં ભળ્યાં, ત્યાં ઓચિતું થયું વિઘ્નરે. સમરૂ બજરંગી. ૧૯
નીલકંઠ ત્યાંથી નિસર્યા, લીધા બાળક સાથ;
કપડી કચરી મારવા,આવ્યા વનમાં શ્રીજદુનાથ રે. સમરૂ બજરંગી. ૨૦
કાળીદત્ત ત્યાં આવિયો, સંધી સારો જોગ;
મોં પસાર્યું મૂરખે, કરવા ભોરીંગનો ભોગ રે. સમરૂ બજરંગી. ૨૧
થયો કડાકો કારમો, ચોગરદમ વરશ્યા પ્હાંણ;
કાળીદત્ત કચરી મુઓ, વાલે વાળ્યો કચ્ચર ઘાંણરે સમરૂ બજરંગી. ૨૨
અનેક અસુર સંધારિયા, દૃષ્ટિ કરિને વક્ર;
તે સમે આવ્યા હનુમાનજી, જેમ આવે સુદર્શન ચક્ર રે સમરૂ બજરંગી. ૨૩
સૌ બાળકને ઊંચકી, મૂકયા ચોકની માંહ્ય;
માતાજી ઘણું હરખિયાં પણ ધર્મ બીન્યા મન માંહ્યરે. સમરૂ બજરંગી. ૨૪
ઘણા ઉપદ્રવ ભાળીને, ચાલ્યાં કુટુંબ સહીત;
આવી અયોધ્યામાં રહ્યાં, ત્યાં મળી આવી નવનીધ રે. સમરૂ બજરંગી. ૨૫

વળી જન્મ્યા ઇચ્છારામજી, થઇ રહ્યો આનંદ;
ત્યાર પછીથી વર્ણવું, વ્રત ઉપવિત મૂંજી બંધરે. સમરૂ બજરંગી ૨૬
જનોઈ પેર્યા જુગદીશે, પાળ્યા બ્રહ્મચારી વ્રત;
નાઠા ભણવા કાશિયે,મામે પાછાવાળ્યા તર્ત રે. સમરૂ બજરંગી. ૨૭
અલખ ધણી અળગા રહ્યા, જાણી માતાનું દુઃખ;
સ્વર્ગ ગયા પછી સીધારશું,રહ્યા બ્રહ્મચારી વેષે શ્રીમુખરે.સ૦ બજરંગી.૨૮
વેદતણું મંથન કરી, લખ્યો ગોટકો સાર;
પિતા જોઇ પ્રસન્ન થયા, આ તો નક્કી જુગદાધાર રે. સમરૂ બજરંગી.૨૯

---

## 'શ્રી ધર્મ ભક્તિનું સ્વધામ જવું.'

### રૂક્ષ્મણિ વિવાહનો રાગ.

આદરૂ ગ્રંથ એક અવનવો, મમ જીવીત અલ્પ છે જેહ;
ત્રીકમ ટેકો રાખજો, આ કાળ કરમ વશ દેહ. ૧
શ્રીજીના ઉપવિત પછી, પડયાં માંદાં ભક્તિ માત;
ઉપદેશ આપ્યો શ્રીજીએ, માંન્યા પુત્રને સાક્ષાત; ૨
ઓળખાણ થઇ આત્માતણી, રાખ્યો સમાધીમાં દેહ;
ધર્મ થયા અતિ ગરગળા, કરૂ વર્ણન આગળ તેહ. ૩
બોલાવ્યા રામ પ્રતાપને, કહે ધર્મ સૂણો મમ વાત;
રામાનંદે જે કહ્યું તે, નક્કી આ જગતાત. ૪

### દેશી ફેર.

એ છે બ્રહ્મચારી પૂરણ બ્રહ્મ રે,
નક્કી વનમાં કરશે આશ્રમરે,

તમે ઘરની કરજો સંભાળરે,
હાવે આવ્યો આ દેહનો કાળરે,
ઋષિ શ્રાપથી મુક્તજ થઇશું રે,
આવ્યું વૈમાન હવે અમે જઇશું રે,
જોતા જોતામાં થઇ ગઇ સમાધી રે,
રાખ્યા નીલકંઠ હૃદયામાં નોંધી રે,

સંવત્ અરાડ અડતાળીના, કહું કાર્તક સુદ શનિવાર;
દશમે દીવ્ય વૈમાનમાં, બેઠા ભક્તિ ધર્મ નિરધાર. ૧
ઉત્તર ક્રિયા હરીએ કરી, કર્યો હરિયે સરવને બોધ;
વળી વૈષ્ણવ બની આવિયા, જેને હરી સાથે વિરોધ. ૨
દુષ્ટો સંપી કટકટયા, શ્રી હરીનો લેવા પ્રાણ;
માધવે માયા મોકલી, વળ્યું મહીને મહી રમખાણ. ૩
પછી વરશી વાળી તાતની, નીલકંઠે કર્યો વિચાર;
સંતની પીડા ટાળવા, કર્યું સાહીત સર્વે ત્યાર ૪

સંવત્ અરાડ ઓગણ પચાસ રે,
સુદિ દસમને અષાડ માસ રે,
શુક્રવારે થયા તૈયાર રે,
આવ્યા સરજ્યુમાં થાતાં સવાર રે,
હરીના વેરી છે અપરમ પાર રે,
કર્યો તેણે પાછળથી પસાર રે,
ધીરે ધીરે કાયાને સંકેલી રે,
પાડ્યા સરજ્યુમાં શ્રીજી ધકેલી રે,

ખબર થઇ સહુ કુટુંબમાં, કરે પૂરજન સૌ પોકાર;
માહાજળ વમળથી ઊછળે, માંહી જળચર મગર અપાર. ૧
પૂરજન સૌ પાછાં વળ્યાં, નવ દીઠું હરી એંધાણ;
કકળી કુળજન સૌ કહે, હા ગયા જીવન પ્રાણ. ૨
ત્રણ જોજન ત્રીબેટમાં, હરી નિસર્યા જળથી બહાર;
પુસ્તક આ કરમાં રહ્યું, વહ્યું ગયું સરવ જળ પાર. ૩
કડેણુ પર હરી આવીને, એક તોડયું તુંબી પાત્ર;
મૃગ ચર્મ આવી મળ્યું, પેહેર્યા વનફુળ કોમળ ગાત્ર. ૪

મારો વાલો ઉત્તર ભણી વળિયા રે,
કાળે પાંહાંણે પીચાસો મળિયા રે,
કરે કારમા ભડકા અગન્ય રે,
કાઢે ડોળા ને દીઠા નગન રે,
કઢે દાંતને મોટું દ્રગન રે,
પાડે ચીસ ને જાય ગગન રે,
જાણી ચિંતા ને બજરંગ ધાયા રે,
નાઠા પીચાસ થઈ રઘવાયા રે,
લાવી ફળ આપ્યાં કપિ હાથ રે,
ચાર દિવસે જમ્યા જદુનાથ રે,

ત્યાંથી નીલકંઠ ચાલિયા, ઝાલી શ્વેત શિખરની વાટ;
પુરૂષ વેષે હીમ આવિયો, રૂડો મારગ બતાવવા માટ ૧
ઉત્તર વાટે ચાલતાં, આવ્યો પુલહનો આશ્રમ;
તપ આરંભ્યું સૂર્યનું, જુઓ ચેષ્ટા પુરણબ્રહ્મ. ૨

આદિત આવી ઊભા રહ્યા, જેની જળ હળ જોત પ્રકાશ;
વરદાન લીધું વિશ્વંભરે, આદિત ગયા આકાશ. ૩
મર્મ ન જાણે મહાદેવજી કોણ જીવ તણી ગુંજાત;
મગન ભજન કરી મનમાં, કહું જાત્રા ગમન જગતાત. ૪

---

## બહુચરાજીના ગરબાનો રાગ.

માહા રૂદ્ર પુત્ર ગણપતિ આરાધું;
સ્મરણ કાજ સારસાર કાવ્ય બાંધું રે નમું નીલકંઠને. ૧
કરી યાત્રા મૃગેન્દ્ર દેહ ધારી;
યુવા વૃદ્ધ બાલ ગાવ નર નારી રે. નમું નીલકંઠને. ૨
કરી તપસ્યા બ્રહ્મચારી ભેખ લીધો,
વાલે ઉત્તર ભણી પ્રયાણ કીધો રે. નમું નીલકંઠને. ૩
આવી ઉતર્યા બુટોલ નગ્ર ભાળી;
માહાદત્ત રાજ કીધો ભાગ્ય શાળી રે. નમું નીલકંઠને. ૪
ચાલ્યા ઉત્તરે અપાર પાહાડ વીંધી;
ગોપાળ જોગી પાસ માસ વાત કીધી રે. નમું નીલકંઠને. ૫
ગોપાળ જોગી સાથ સમાધી જોગ સાધ્યો;
દીઠા કૃષ્ણને પ્રત્યક્ષ સ્નેહ વાધ્યો રે. નમું નીલકંઠને. ૬
ગોપાળ જોગિયે અદર્શ દેહ કીધો;
નીલકંઠે જોગીને દાહ દીધો રે. નમું નીલકંઠને. ૭
ત્યાંથી ચાલ્યા બ્યારાહ વ્યંગ મૂકી;
શીરપૂર સીધ વલભરાજ ઢુંકી રે. નમું નીલકંઠને. ૮

આપ્યા પરચા અપાર ગણી થાકું;
વધે ગ્રંથ બીક મનમાંહ્ય રાખું રે. નમું નીલકંઠને. ૯
એક દાંન લઇ થયો તો વિપ્ર કાળો;
છાંટી પાણીને કીધો રઢિયાળો રે. નમું નીલકંઠને. ૧૦
વશ કરીને શાક્તોને સાથ લીધા;
કામાક્ષી દેવીએ આવીને ડંકા દીધા રે. નમું નીલકંઠને. ૧૧
મૂઠ ચોટમાં પિણ્ડેક વિપ્ર સૂરો;
કર્યો ગાત્ર ભંગ રહ્યો ના અધુરા રે. નમું નીલકંઠને. ૧૨
નવ લાખ શીદ્ધ અદ્રીમાંહ્ય ભાળી;
નીલકંઠે ત્યાં ત્રણ રાત ગાળી રે. નમું નીલકંઠને. ૧૩
બાલવા કુંડ થઇ ગંગા સંગમે નાહ્યા;
સમુદ્ર ઉતરી કપીલાશ્રમ આવ્યા રે. નમું નીલકંઠને. ૧૪
( ત્યાં ) એક માસ રહી ઇશાન ખૂણે વળિયા;
જગતાત જુઓ જગદીશને મળિયા રે. નમું નીલકંઠને. ૧૫
દૈવી સંપતીના જીવને ઉગારી;
વેંકટાન્દ્રિમાં ઠાકુર મુગટ ધારી રે. નમુ નીલકંઠને. ૧૬
શિવ વિષ્ણું કાંચી શ્રી રંગ આવ્યા;
કાવેરી સ્નાન કરી ફૂલવાડિયે સીધાવ્યા રે. નમું નીલકંઠને. ૧૭
ત્યાંથી ચાલ્યા તો સેતબંધ ભાળ્યા;
સેવા અર્ચન કરી બે માસ ગાળ્યા રે. નમું નીલકંઠને. ૧૮
સુંદર રાજ મૂકી અરણ્યમાં અફળાયા;
જળ ના મળ્યેથી રાઘવ રઘવાયા રે. નમું નીલકંઠને. ૧૯

દીઠો અરણ્યમાં અજાડી એક કૂવો;
ઝટ શ્રીજીએ સંભાળ્યો બટુવો રે. નમું નીલકંઠને. ૨૦
નીર કાઢીને નીલકંઠ નાહ્યા;
મૂકયા વાડકામાં શાળીગ્રામ ગ્રાહી રે. નમું નીલકંઠને. ૨૧
ફરી ધાર નીર નજર ના જણાયું;
કોણ જાણે નીર સામાં જઇ સમાયું રે. નમું નીલકંઠને. ૨૨
રેડયાં તુમડાં ને તાગ ના જણાયો;
છીપી તરસ ત્યારે વાટકો ભરાયો રે. નમું નીલકંઠને. ૨૩
જાણ્યું શ્રીજીએ ભૂખ્યા છે શાળગ પ્રાણી;
આવ્યા શંકર ત્યાં પોહિયું પલાણી રે. નમું નીલકંઠને. ૨૪
આપ્યો સાથુવો જમાડયા જુગનાથે;
શ્રીજી શકિત શિવ જમ્યા જદુનાથે રે. નમું નીલકંઠને. ૨૫
ચાલ્યા આવાં અદ્દભૂત કામ કરતા;
આવ્યા ભૂતનાથ પૂરીએ ફરતા રે. નમું નીલકંઠને. ૨૬
રામનુંજ આશ્રમ જોઇ ભારી;
ચટ ચાલી આવ્યા કન્યા કુંમારી રે. નમું નીલકંઠને. ૨૭
વળ્યા પદ્મનાભ જનાર્દન જોઇ;
મલિયાચળ કીષ્કિંધામાં રહી રે. નમું નીલકંઠને. ૨૮
ચંદ્રભાગા નદીમાં નાહ્યા પોતે;
પંઢરપુરમાં વિઠુબા જમજોતે રે. નમું નીલકંઠને. ૨૯
દંડકારણ્ય ગોદાવરી નાહ્યા;
પછી નાસક ત્રંબકમાં આવ્યા રે. નમું નીલકંઠને. ૩૦

મહીસાબરમાં પંચતીર્થિ ભાળી.
લોદરા ગામ થયું ઘણું ભાગ્યશાળી રે. નમું નીલકંઠને. ૩૧
ત્રણ માસ ત્રિભોવને ગાળ્યા રે;
ત્યાં રામાનંદના સંત ભાળ્યા રે. નમું નીલકંઠને. ૩૨
ઉદ્ધવ જન્મનું ચરિત્ર લીધું જાણી;
મગન ભજનમાં તે ગઇશ હું વખાણી રે. નમું નીલકંઠને. ૩૩

---

## 'ઉદ્ધવ માધવનો મેળાપ.'

### ઉદ્ધવજીના સંદેસાનો રાગ.

ઉદ્ધવનો અવતાર શ્રી રામાનંદ છે,
સુણતાં સર્વે પ્રાયશ્ચિત પળાયજો,
અયોધ્યામાં અજય નામે દ્વીજ કુળમાં,
રામાનંદનો જન્મ થયો છે ત્યાંય જો. ઉદ્ધવ૦ ૧
અસ્વલાયન શાખા રૂગ્વેદી જાણજો,
કસ્યપ ગોત્રી સંવત્ સત્તર સાલજો;
પંચાણુંના શ્રાવણ વદ આઠમ દિને,
જન્મ્યા પોતે ભક્ત પૂરણ વિશાળ જો. ઉદ્ધવ૦ ૨
બાર વરસમાં માયા બંધન તોડીને,
આવ્યા પોતે તલાજમાં નિરધાર જો;
ત્યાંથી રૈવતાચળ પોતે પધારિયા,
આત્માનંદને ગુરૂ કર્યા ઝટવાર જો. ઉદ્ધવ૦ ૩
સમ દમ સાધી યોગકળા શીખી ગયા,

સમાધિમાં દીઠા નહિ શ્રી કૃષ્ણ જો;
ત્યારે પ્રેમે ગુરૂજીને પૂછિયું,
ગુરૂ બોલ્યા નિર્વિકારમાં નહિ પ્રશ્ન જો. ઉદ્ધવ૦ ૪
ચટક ચડી ચાલ્યા શ્રી રામાનંદજી,
શ્રીરંગમાં આવીને સાધ્યો જોગ જો;
સમણામાં રામનુંજ આચારી મળ્યા,
છાપાં તીલક કરી ભરવી માળા ડોક જો. ઉદ્ધવ૦ ૫
કાનમાં મંત્ર કહ્યો શ્રી રાધા કૃષ્ણનો,
પ્રગટ પુરૂષોત્તમ મળશે જાઓ નિર્ધાર જો;
પંથ ચલવો પ્રગટ પુરૂષોત્તમ તણો,
આપે થાઓ અધમતણા આધાર જો. ઉદ્ધવ૦ ૬
મંત્ર જપે મોઢેથી માળા હાથમાં,
ચાલી પોતે આવ્યા વંદ્રાવન જો;
રાધાવરને હદિયામાં ઉતારિયા,
પરચા આપી ભેળા કીધા જન જો. ઉદ્ધવ૦ ૭
વળી રામાનંદ રૈવતાચળમાં આવિયા,
સાથે લીધા મોટા મોટા સંત જો;
ગોપનાથના ગોપાળ જોગી જે કહું,
તેના શિષ્ય આત્માનંદ અચિંત જો. ઉદ્ધવ૦ ૮
પ્રથમના ગુરૂપાસે શિષ્યો જે હતા,
તે સર્વેને લીધા પોતે સાથે જો;
દેશ વિદેશમાં કીધી મોટી નામના,
લોજ ગામમાં રે' વાસ કર્યું જાથે જો. ઉદ્ધવ૦ ૯

લોઢવા ગામથી નીલકંઠ સ્વામી નિસર્યા,
માંગરોલ પર થઇ આવ્યા લોજ મુકામ જો;
સંવત્ અઢાર શ્રાવણ વદ છઠ્ઠી દિને,
વાવ્ય ઉપર બિરાજ્યા પૂરણકામ જો; ઉદ્ધવ૦ ૧૦
સાધુ સુખાનંદ જળ ભરવા ત્યાં આવિયા,
દીઠા અદ્ભૂત બ્રહ્મચારી મહાવેષ જો;
જળ ભરી જઇ શ્રી મુકતાનંદ પ્રત્યે કહ્યું,
જેને જોતાં જાતો રેહેજ કલેશ જો. ઉદ્ધવ૦ ૧૧
તપનું તેજ તર્યું છે નીલ કપાલમાં
શરીર કષ્ટથી નસ તરી આવ્યાં હાડ જો;
બગલના બેવડમાં મૃગનું ચામડું,
આશરે ઉમર હશે સત્તર અઢાર જો. ઉદ્ધવ૦ ૧૨
દીર્ઘ દ્રષ્ટિને માથે મુગટ જટા તણો,
કરમાં માળા ઝાલ્યું તુંબી પાત્ર જો;
મુંજી બંધન ઉપવીત જેષ્ટીકા ખરી,
ગોર વરણ ઘનસ્યામ ગોરે ગાત્ર જો. ઉદ્ધવ૦ ૧૩
સાંભળી મુકતાનંદ મગન થઇ ચાલિયા,
જેમ તેમ કરીને તેડી લાવ્યા તાંહ્ય જો;
સંત સમાજ શોભી ઉઠયો સામટો,
મદન મનોહર બેઠા મંદિર માંહ્ય જો. ઉદ્ધવ૦ ૧૪
પ્રશ્નોત્તર કરી સંત ઘણા સંતોખિયા,
ઘટતો ઉત્તર આપે શ્રી નીલકંઠ જો;
સમ દમ સાધન ષટ્ ચક્ર ભેદન શરીરનાં,
પ્રેમ ધરીને પૂછે મુકતાનંદ જો. ઉદ્ધવ૦ ૧૫

શ્રી નીલકંઠ કે' મેં ગુરૂ મંત્ર લીધો નથી,
મારે ગુરૂ કરવા છે રામાનંદ જો;
વેળાસર આવે તો જોઇએ વાટડી,
નહિતર અમો જઇએ તજી સુખ વૃંદ જો. ઉદ્ધવ૦ ૧૬
મુક્તાનંદ કે' હું તો નહિ જાવા દઉં,
ગુરૂ આવ્યાની જોઇએ થોડી વાટ જો;
એમ કહી પોતે કાગળ લખિયો ભૂજમાં,
તમ સારૂ જોગિન્દ્ર જુએ છે વાટ જો; ઉદ્ધવ૦ ૧૭
નીચે શેરો લખિયો શ્રી નીલકંઠજી,
અયોધ્યા વાશી ઉદ્ધવનો અવતાર જો;
તમ માટે તન રાખ્યું છે મેં ટેકથી,
એવે આવ્યા મયારામ ભટ નિરધાર જો. ઉદ્ધવ૦ ૧૮
પત્ર લખીને આપ્યો ભટના હાથમાં,
તે લેઇને ગયા ભૂજ ઝટ વાર જો;
રામાનંદે વાંચ્યો પત્ર પ્રીતથી,
ઉત્તર પાછો વાળ્યો પ્રાંણાધાર જો; ઉદ્ધવ૦ ૧૯
શ્રી નીલકંઠની કરજો સારી ચાકરી,
નિસ્પ્રેહીને મળવા ચાહે મન જો;
પીપલાંણામાં થોડી દીએ પધારીશું,
તેદી કરીશું માહાત્માથી લગંન જો. ઉદ્ધવ૦ ૨૦
પત્ર લઇને ભટજી તો પાછા વળ્યા,
આવી આપ્યો મુક્તાનંદને હાથ જો;
શ્રી સતગુરૂના સમાચાર જ જાણિયા,
સત્ચિત આનંદ બોલા સર્વે સાથ જો. ઉદ્ધવ૦ ૨૧

પીપલાંણામાં રામાનંદ પધારિયા,
મોકલ્યો જાસુદ લોજ ગામ નિર્ધાર જો;
શ્રી નીલકંઠ મુક્તાનંદ દેવાનંદજી,
પરાતભાઇ જેઠાભાઇ સર્વે ત્યાર જો. ઉદ્ધવ૦ ૨૨
જેઠ વદ બારશે બેઠયા બહુ બણી,
સંત સમાગમ આનંદ ઉત્સવ થાય જો;
શ્રીજીને રામાનંદ બેઠયા ભુજ ભરી,
આગમન કારણ પૂછી લાગ્યા પાય જો. ઉદ્ધવ૦ ૨૩
સુખાનંદે વાત કરી નીલકંઠની,
રામાનંદ કહે જાણું સર્વે વાત જો.
એમના પિતાને કંઠી મારા હાથની,
છૌ ાના છત્રપતિ સાક્ષાત જો. ઉદ્ધવ૦ ૨૪
વાત કરતાં થઇ ગઈ છે દીવાસમે,
શ્રીજી મુખથી નીસરી જગમગ જોત જો;
સર્વ સભાજન તે જોઇને વિસ્મે થયા,
એક પ્હોર પછી અંધારૂં ગપોટ જો. ઉદ્ધવ૦ ૨૫
ચાતુર માસું ત્યાં સર્વ સંતો રહ્યા,
ત્યાર પછી બનિયો જે વૃત્તાંત જો;
સંવત અરાડ સત્તાવનની સાલમાં,
દીક્ષા લીધી રામાનંદ નીરાંત જો. ઉદ્ધવ૦ ૨૬
કાર્તિક સુદ એકાદશી આવી હેત શું,
બ્રહ્મ ભોજન કરાવી પાળ્યાં વ્રત જો;
મંત્ર લીધો શ્રી નીલકંઠના મુખથી,

સમાધીમાં કૃષ્ણ મળ્યા છે તત્ત જો; ઉદ્ધવ૦ ૨૭
પછી રામાનંદ રાજી થઇ મુખ બોલિયા,
આવાં દર્શન કરાવજો દરરોજ જો,
અરસપરસ ગુરૂ માંન્યા બ્રહ્મ ઉપદેશના.
મગન ભજનમાં માની બેઠો મોજ જો. ઉદ્ધવ૦ ૨૮

## ગરબી.

મળ્યા સહજમાં સહજાનંદ, સુખ શાન્તિ કરવા;
રામાનંદે પાડયું નામ, ભવનાં દુખ હરવાં. ટેક.
શ્રી જેતલપુર શ્રીજી આવ્યા, રામાનંદ છે સાથ રે;
દેશ દેશના ભકત ભરાયા, રામાનંદ કહે નાથ. ભવનાં દુ:ખ. ૧
સહજાનંદ આચારી થઇને ગજવો કીર્ત્તિ ભારીરે;
નરમ થઇ નીલકંઠજી બોલ્યા, અડચણ છે એક નારી. ભવનાં દુ:ખ. ૨
રામાનંદ રાજી થઇ બોલ્યા, છો ભવના બ્રહ્મચારી રે;
વિશ્વ સકળને વશ કરી નાંખો, નારી કોણ બિચારી. ભવનાં દુ:ખ. ૩
ત્યાંથી સૌ ફણેણી આવ્યા, ભદ્રા નદીમાં નાહ્યા રે;
અરાડ અઠ્ઠાવન સુદ તેરશદીન, માગશરે મન ગભરાવ્યાં. ભવનાં દુ:ખ. ૪
રામાનંદ ઋષિ શ્રાપથી છૂટી, સહજ સમાધી લીધી રે;
સહજાનંદ સાહિત લાવી, ઉત્તર ક્રિયા કીધી. ભવનાં દુ:ખ ૫
ધોળેરા ભણી થઇ મોમરોલ આવ્યા, વ્યાપકાનંદ મન ભાવ્યારે;
સ્વરૂપાનંદ દામોદર ગોવર્ધન, સર્વે સાંમા આવ્યા. ભવનાં દુ:ખ. ૬
રામચંદ સુરચંદ રતનજી, ધનજી માધો ભાઇરે;
આણંદજી ત્રિકમજી સહુ આવ્યા, વળી રાજુ ભાંણુ બાઈ. ભવનાં દુ:ખ ૭
વાવ્યનું ભરિયું કર્યું ભગવાને, વિપ્ર ત્યાં ખૂબ જમાડયા રે;

સહજ સમાધી થઇ સર્વને, મારે વાલે મોહ પમાડયા. ભવનાં દુઃખ ૮
ધર્મ ભકિતને વાસુદેવનાં, સર્વે દર્શન કીધાં રે;
ચતુર ચત્રુભુજ બનીને, સૌનાં મન હરી લીધાં. ભવનાં દુઃખ. ૯
જેવી ઇચ્છા જેના મનમાં, તેવાં દર્શન આપે રે,
મગન ભજન કર્યે ભવદુઃખ ભાગે, સેહેજે સંકટ કાપે. ભવનાં દુઃખ. ૧૦

## એક તાલ બે તાલ ત્રીતાલી ગરબો.

મુકતાનંદ કે' એ રીત હાલે નહિ જો,
આવા જૂઠેરા ઢોંગ ચાલે નહિ જો.
એમ હરજી હેકાંણા પાડિયા જો,
વાલે પ્રત્યક્ષ પરચા દેખાડિયા જો. ૨
મોટા પુરાણી પોચા પાડિયા જો,
મુસલમાનને મક્કા દેખાડિયા જો. ૩
ફરતાં વાલો અમદાવાદ આવિયા જો,
પછી સોરઠ દેશ સીધાવિયા જો. ૪
પંચાળ ગુર્જર દેશનાં મનુષ્ય ભાળિયાં જો,
આવી સિદ્ધપુર તુળસી પરણાવિયાં જો. ૫
સોરઠ મેઘપુર કાઠિયાવાડ છે જો,
કારિયાણામાં મોચો માફ છે જો. ૬
સરવે સાધુ ઝાલાવાડ મોકલ્યા જો,
લોકે તૂમડાં કીધાં ખોખલાં જો. ૭
મળ્યા શ્રીજીને આવી શ્વાસે ભર્યા જો,
ભાગી મૂર્તિયોને અમને કાચા કર્યા જો. ૮
ગમ્યું ગોવિંદને ગમતું કરો જો,

બાંધો મંડળીને દેશમાં વિજય કરો જો. ૯
જોઇ જુક્તિ કચ્છ ધોળાજી તણી જો,
મારો વાલો આવ્યા જુનાગઢ ભણી જો. ૧૦
સંત દુઃખી દેખી પોતે દુઃખી થયા જો,
બાંધી મંડળીને વાલો સુખી થયા જો. ૧૧
સૌને પરમહંસ દીક્ષાએ પ્હોચાડિયા જો,
ઝખ મારે છે ઝાલા વાડિયા જો. ૧૨

## દોહરો

ક્ષમા સમાન ખડગ નહિ, જરણા સમ નહિ જાપ;
ધીરજ સમ નહિ ઢાલડી, મુંન્ય સમો નહિ શ્રાપ. ૧

વાલો દેશ વિદેશમાં નીકળ્યા જો,
ગાંમ કાંણકે જેઠાસગરને મળ્યા જો. ૧
કાલવાંણીમાં નાથો ભકત ભાળિયા જો,
અગત્રાઇમાં પર્વત ભાઇ ન્યાળિયા જો. ૨
કાડી લોકના થોક વધારિયા જો,
વાલો પીપલાંણે પધારિયા જો. ૩
ભકત મુળજીભાઇ સ્વધામે ગયા જો,
ધોરાજી પર થઇ રાજકોટે રહ્યા જો. ૪
ખીરસરામાં લાખો ભકત જાણિયા જો,
અલઇયા શેખ પાટે ઘણા મોજ માણિયા જો. ૫
ભકત લાલજીને ભેટયા ભુજ ભરી જો,
કાંગરિયામાં આણંદો બાઇ ખરી જો. ૬
માળિયું, માંડવી અમદાવાદ થઈ જો,

વાલે યજ્ઞ કર્યો જેતલપુર જઇ જો. ૭
વાલે બાંધી સાધુની એ મંડળી જો,
નવાનગર સુરતમાં મોકલી જો. ૮
મારો વાલો વઢવાણે ગયા જો,
હવે તુળસીને તૃષ્માન થયા જો. ૯
રામગરી જેતલપુર હતું જાણુમાં જો,
મારો વાલો પધાર્યા ડભાણુમાં જો. ૧૦
પીજ, નડિયાદ, ઉમરેઠ ગામ છે જો,
ઉમરેઠમાં ભકત રૂપરામ છે જો. ૧૧
આવી ચાંગે નથુ લાખાને મળ્યા જો,
પીરાંણામાં કાકાને કળ્યા જો. ૧૨

## દોહરો

કાશીદાસ બોચાસણે, પુધેજ હઠીભાઇ;
બીજો યજ્ઞ આરંભિયો, જેતલપુરમાં જાઇ. ૧

## રાગ ધોળ.

જીરે જેતલપુરમા જગન આરંભિયોરે,
જીરે અસુર સઘળા દુઃખ પાડે અપાર; આજનો દિન આનંદનો રે. ટેક. ૧
જીરે કોઇક દુષ્ટે રાજાને સંભળાવિયુંરે,
જીરે પેલા જગને મુઓ તારો બાપ, બીજામાં તારૂ આવી બન્યું રે
જીરે સહજાનંદને થયો ઘણો પરિતાપ, આજનો દિન આનંદનો રે. ૨
જીરે ત્યાંથી સ્વામી બોખરાધ્ય આવિયા રે,
જીરે ત્યાંપણ દુષ્ટો દુર્મુખે વાળ્યો દાટ, સહજાનંદ સ્વામી ગભરઇ ગયારે.
જીરે ઘોડાપર ચઢી કાઢગો સઘળો કાટ, આજનો દિન આનંદનો રે. ૩

જીરે ત્યાંથી વાલો મેઘપુર પધારીયારે,
જીરે નારણ સોનાને મળ્યા નિરધાર,પીપળાંણે થઈ અગત્રઈ ગયા રે
જીરે વિપ્ર ગરીબને ઉપવિતનો સંસ્કાર, આજનો દિવસ આનંદનો રે. ૪
જીરે કાઠીયાવાડથી કાઠીલોક તેડાવિયા રે,
જીરે ભીલ રાજાને તેડયા જીવન પ્રાણ, સુરતથી તેડી મંડળી રે.
જીરે યજ્ઞ આરંભ્યો આવીને ડભાણ, આજનો દિન આનંદનો રે. ૫
જીરે કાશિયેથી વેદિયા તેડાવીઆ રે.
જીરે વિપ્રધીનો કરે બહુ અનાડ, લાડુઆ લોકો લૂંટી ગયા રે,
જીરે ઘી ખૂટયું એમ પાડે છે બરાડ, આજનો દિન આનંદનો રે. ૬
જીરે ચાખડિયે ચઢીને હરી ચાલિયા રે,
જીરે ચીપો પાસે ઊભા છે અલબેલ, ચીપોપર ચિત્ત ચોટાડિયું રે;
જીરે સોટી અડતાં ઘીની રેલમ છેલ, આજનો દિન આનંદનો રે. ૭
જીરે જમી જમી સર્વે જંપી ગયા રે,
જીરે સંપી આવ્યા ચરોતરના ચોર, ઘોડિયો ધારી છોડવા રે,
જીરે ચકરડિયે ચઢયા ચાર પ્હોર, આજનો દિન આનંદનો રે. ૮
જીરે ચોકીદાર ચત્રુભુજ ત્યાં ફરે રે,
જીરે દરેક ઘોડિયે દીઠા દીનો નાથ,જોબનાદિ આવી નમી પડયા રે,
જીરે પરચા આપીને રાખ્યા સૌને સાથ, આજનો દિન આનંદનો રે. ૯
જીરે નવે ખંડે કીધી હરિયે નોંમના રે,
જીરે બ્રહ્માજીને ગણતાં ચઢે થાક, કવિ કહે મારૂં કોણ ગજું રે,
જીરે મગન ભંજનથી મળે પરચા નવલાખ આજનો દિન આનંદનો રે. ૧૦

# 'શ્રી સહજાનંદ સ્વામીનું વરતાલમાં આગમન'

## ગરબી રાગ લોલને.

ધન ધન ગમગીની ગૂજરાત, ચરોતર ચારશેં રે લોલ;
વાલો મારો ફરતા દેશ વિદેશ, ભક્તને રમાડતા રે લોલ. ૧
વાલો મારો ડભાણમાં કરી યજ્ઞ, ભુજ પધારિયા રે લોલ;
ત્યાંથી હરીભાઇને લઇ સાથ, કારીઆણીમાં ગયા રે લોલ ૨
વાલો મારો રમ્યા હોળીકા રંગ, નડાલે આવિયા રે લોલ;
ત્યાં છે આનંદી એક ભકત, ગંગેવ મન ભાવીઆ રે લોલ. ૩
ભુજ, કચ્છ, માંડવી મૂકીકોરે, જુનાગઢ ભાળિયું રે લોલ;
મેતા નરસિંહના મુકામે, મનડું વાળિયું રે લોલ. ૪
વિજાપુર વિશનગર પંચાળ, ગઢડે અઢળ ઢળ્યા રે લોલ;
વાલે મારે કરી હુતાશણી ત્યાંય, સાળંગપુરે ભળ્યા રે લોલ. ૫
સોહાગિએ ભર્યો સમૈયો ત્યાંય, હોળી પણ ત્યાં કરી રે લોલ;
વાલો મારો ડગ મગિયા ડભાણ, વૌઠા ભણી નજર કરી રે લોલ, ૬
ગુજર ગઢ ચતુર ચરોતર દેશ, સંજાયું સાંભળી રે લોલ;
મુળજી ઠાકર વજેરામ, જોરદા ગામધણી રે લોલ. ૭
વાલે મારે જવના ખાખર ભાગી, મન માંહીં ધાલિયું રે લોલ;
હરી જન જવ પર જાઉં બલિહાર, દહીં મંગાવિયું રે લોલ. ૮
વખાણી જમિયા શ્રીજી સંત, પોઢયા જઇ ઢોલીયે રે લોલ;
વાલે મારે બાંધ્યો હીંદોળો રાંણે, જઈ બાંમરો લિયે રે લોલ. ૯
ચાલ્યા ડભાણ થઈ ડાકોર, ઉમરેઠ આવિયા રે લોલ;
ગાળી પાંચ રાત વરતાલ, ગઢડે સીધારિયા રે લોલ. ૧૦
વાલે મારે કર્યો ઓચ્છવ આનંદ, કપિલા છઠ્ઠ તણો રે લોલ;
શ્રીજી આવ્યા વરતાલ, આનંદ અતિ ઘણો રે લોલ. ૧૧

હીંદોળો બાંધ્યો આંબા ડાળ, હરજી હીંચતા રે લોલ;
ભકતો આવે અપરંમપાર, ફૂલથી સીંચતા રે લોલ. ૧૨
વાલે મારે કરી દીવાળી આંથ, વળી ગઢડે ગયા રે લોલ;
રમિયા હુતાશણીનો રંગ, ઘેલામાં નાહ્યા અતિ રે લોલ ૧૩
વાલો મારો વળી આવ્યા વરતાલ, ભકતને ભાવિયા રે લોલ;
સુરતના આવ્યાછે સત્સંગી, શણગાર પેહેરાવીઆ રે લોલ. ૧૪
વાલે મારે ગોકુળ આઠમને દિન, ઓચ્છવ આદર્યો રે લોલ;
જોબન પગીનું ઝાઝું જોર, હરીને મુગટ ધર્યા રે લોલ ૧૫
ધન્ય ધન્ય જોબન પગીની જાત્ય, હજુ અધાપિ લગી રે લોલ;
મગન કહે ભજન કરો દિન રાત્ય, નરહર વ્યાપિ રહ્યા રે લોલ. ૧૬

---

## 'વિયોગ વિરહ પ્રેમ લક્ષણા'

### જોને બેની જાય જદુપતિ એ રાગ.

હરીજન જાય, હરી વટપુરથી;
પાછા વળશે કે દિન, ધટપુરથી. હરીજન. ૧
ગોવિંદ વીણ ગમતું નથી આ ઘરમાં;
છાના રહ્યા દિન ચાર જેતલપુરમાં. હરીજન. ૨
ઘણું ગમે ગોવિંદને જુઓ ધટપુરમાં,
હરીજન વાટ જુએ છે વટપુરમાં હરીજન ૩
હરીને હરીજન વિના કયમ ચાલે,
પાકા હોજ ચણાવ્યા વરતાલે. હરીજન. ૪
ધરમપુર સુરત ભણી ભુદર વળિયા,
ફરી દક્ષણ આવી વટપુર ઠરિયા. હરીજન. ૫

બાપુ રણછોડ બન્યા છે બડભાગી,
ફગાવ્યો ડોળ ઓચ્છવ લગની લાગી હરીજન. ૬
ફાગણમાં ફાગણ બાગે હોજ ભરી.
હોળીકા રંગ રમ્યા કમી રહી ન જરી. હરીજન. ૭
મારો વાલો ગયા વળી ઘટપુરમાં,
માંણકિયે બેશી આવ્યા વટપુરમાં. હરીજન. ૮
પ્રબોધની ઓચ્છવ પર હું જઉં વારી,
વાહ! વરતાલ શી શોભા કહું તારી. હરીજન. ૯
વાલે મારે ધામ કર્યા ઘણું ધન ખરચી,
મગન કહે ભજન કરો પારસ પરખી. હરીજન. ૧૦

---

## 'સહજાનંદના કુટુમ્બનો મેળાપ.'

### ગરૂડ ચઢી આવજો ગીરધારી એ રાગ.

અવધવાશી આવિયાં વરતાલે
લાંબો સદેશો મારે વા'લે; અવધવાશી. ૧
આવી ભેટયા હરી અણધાર્યા,
આજ આનંદ ઓઘ વધાર્યા;
લેઇ કુટુંબને ગઢડે પધાર્યા, અવધવાશી. ૨
લાગ્યા પૂછવા શ્રી અવિનાશી,
છે સૌ કુશળ કુટુંબ પુર વાશી,
થયા બહુ દિન આવ્યાં નાશી. અવધવાશી. ૩
માંમા પુત્ર મંછારામ ભારી,
મળ્યા અઠ્ઠાવીશ વરસે મોરારી;

કહું કરુંબની વાત વિસ્તારી. અવધવાશી. ૪
સારવાર્ય દેશમાં છટાર ગામ,
પાંડે કન્હી બાળકરામ;
તેથી ધર્મ અવતાર સુખ ધામ. અવધવાશી. ૫
લુણા પાર્યના ત્રવાડી બાળુ,
બાળકૃષ્ણ તેમના સુત કાળુ;
તેમનાં પુત્રી સુંદીર બાલુ. અવધવાશી. ૬
હરીપ્રસાદ બાલુ બાઇ,
સાંધી ધર્મ ભકિતની સગાઇ;
જેથી પ્રગટ પુરૂષોત્તમ રાઇ. અવધવાશી. ૭
મોટા રામપ્રતાપ કૃપાળુ,
બીજ્ન નીલકંઠ આપ નિહાળુ;
છોટા ઇચ્છારામ દયાળુ. અવધવાશી. ૮
મોટા ભાઇ થયા વસ્તારી,
પુરણ પતિવ્રતા ઘેર નારી;
ત્રણ પુત્ર ને પુત્રી સારી. અવધવાશી ૯
નંદરામ ઠાકુરરાંમ સાર,
અવધ પ્રસાદ ધનુબા નિરધાર;
પાંડે જોખનનો પરિવાર. અવધવાશી. ૧૦
નંદરામને લક્ષ્મી વાદ,
રાંમશરણ નારાયણ પ્રસાદ;
હરીચંદ્રને ક્ષૌદ્ર પવાદ. અવધવાશી. ૧૧
ઠાકુરરામને ઘેર શીવકુંવરી,

તેમને રાંમા સુખા બે દીકરી;
એમની વંશ નથી વીસ્તરી. અવધવાશી. ૧૨
અયોધ્યા પ્રસાદ સુનંદા નાર,
તે છે જોખમનો પરિવાર;
ઇચ્છારામનો કરૂં વીસ્તાર. અવધવાશી. ૧૩
ઇચ્છારામ ઘેર વસુમતી,
પંચ પુત્ર બાળકિયો બે હતી;
મંચ્છારામ કે' સૂણો જદુપતિ. અવધવાશી. ૧૪
ગોપાળજી રઘુવીર પ્રસાદ,
વૃંદાવન સીતારામ બદ્રીનાથ;
ફૂલ શ્રી ફૂલ ઝરી બેન્યો સાથ. અવધવાશી. ૧૫
ગોપાળજી ઘેર મેનાં શ્રી નાર,
રઘુવીરને વિરાજ્યા નિરધાર;
જેના ગુણ અગણિત અપાર. અવધવાશી. ૧૬
વંદ્રાવન ઘેર ઇંદિરા વાશી
સીતારામને છે ઇંદિ રાશી;
પરિવાર ધર્મ સુખ રાશી. અવધવાશી. ૧૭
મારો વાલો થયા રળિયાત,
કુટુંબ સાથે આવ્યા ગૂજરાતે;
અન્નકુટ ઓચ્છવ કીધો ભલી ભાતે.અવધવાશી. ૧૮
અયોધ્યા પ્રસાદ ને રઘુવીર,
લીધા દત્તક શ્યામ શરીર;
ભાગ વ્હેંચી આપ્યા રણધીર. અવધવાશી. ૧૯
ધન્ય ધર્મ કુળ ધન્ય ધામ,

કરે મગન ભજન ઘનશ્યામ;
વળી ગઢડે કીધો વિશરામ. અવધવાશી. ૨૦

(અપૂર્ણ)

---

## 'શ્રી રણછોડજીનું દ્વારકાથી વડતાલ આવવું'

### તમેને નંદજી ગોકુળ સંચર્યારે—એ રાગ

તમે સહૂ કુટુંબી જાઓ દ્વારીકાં રે,
મુખથી બોલ્યા શ્રીજી આપ જો;
આપણે ઉદ્ધવી સંપ્રદાયનાં રે,
લેવી જોઇએ ત્યાંની છાપ જો; તમે સહુ૦ ૧

સાથે સચ્ચિદાનંદ સાધુ ગયા રે,
સરવે આવ્યાં ગોમતી ઘાટ જો;
નીરમાં નાહ્યાં નાણું આપીને રે,
સાધુ રોકયા પૈસા માટ જો. તમે સહુ૦ ૨

બોલ્યા સાધુ ત્યાં ગરગળા રે,
અમને નહિ અડકયાનો અધિકાર જો;
તન મન ધન સ્ત્રી અળગાં કર્યાં રે,
અડતાં અમને છે ધિક્કાર જો. તમે સહુ૦ ૩

ગુગળી સહુ બોલ્યા ગર્વે ભર્યા રે,
માર્યા ધપ્પા પકડી હાથ જો;
તારા જેવા ધૂતા જોગટા રે,
આવે લંગોટા સંઘ સાથ જો. તમે સહુ૦ ૪

ત્યાથી છાપો લેવા ચાલિયા રે,

બોલ્યા સાધુ કરો સનાથ જો;
પૈસા વીણ કેમ પેઠો પુરમાં રે,
ઘસડ્યા સાધુ પકડી હાથ જો. તમે સહુ૦ ૫
ઘસડી લાવી નાંખ્યા ચોકમાં રે,
કરવા દરશન સુરતા બાંધી જો;
બેઠા ચાર દિવસ એ ચોકમાં રે,
અન્ન જળ ત્યાગે તુર્ત સમાધી જો. તમે સહુ૦ ૬
છટ્ઠે દિન છોગાળો આવિયા રે,
સાધુ પ્રસન્ન થયો હું માગો જો;
કપટી કાળા મોંના કાળિયા રે,
આપી માંકણુ જા મુખ આઘો જો. તમે સહુ૦ ૭
આવું સાથે સમ છે બાપના રે,
તું જાઉં ત્યાં હું નક્કી તૈયાર જો;
કપટી કાબા ધન લોભી સહુ રે,
સાધુ દુઃખ દેખી છું કાયર જો. તમે સહુ૦ ૮
સચ્ચિદાનંદ સાધુ સુખિયા થયા રે,
ધન ધન મોરલીધર મોરાર જો;
ગઢડે થઈ વરતાલમાં રે,
જાઓ હું આવુંછું નિરધાર જો. તમે સહુ૦ ૯
અવધવાશી ગઢડે આવિયાં રે'
પૂછે શ્રીજી સઘળી વાત જો;
સચ્ચિદાનંદ સાધુ શરમઈ ગયા રે.
પાછળ આવે છે જગતાત જો. તમે સહુ૦ ૧૦
શ્રીજી સંકેત સહુ સમજી ગયા રે,

ચાલ્યા રાઘવ રાતો રાત જો;
સહજાનંદ સાથે સંતો ઘણા રે,
આવ્યા વરતાલ થતાં પ્રભાત જો. તમે સહ૦ ૧૧
આવી ચૈત્ર સુદ એકાદશી રે,
કીધા ઓચ્છવ ત્યાં મન ભાવ્યા જો;
આપી છાપો તિલકની આગના રે,
પોતે પુરણ બ્રહ્મ પધારાવ્યા જો, તમે સહ૦ ૧૨
સર્વે તિર્થ ધારૂમાં રહ્યાં રે,
ફરતાં સ્થાપ્યાં તિર્થ અનેક જો;
રાજી થઈ રણછોડ પધારિયા રે,
ધન ધન ભગવો ધાર્યો ભેખજો. તમે સહ૦ ૧૩
લક્ષ્મીનારાયણ નરસિંહજી રે,
ધર્મ ને ભક્તિ વાસુદેવ જો;
વ્યારાહ વચમાં શેષશાઈ સાંમના રે,
સમુદ્ર મંથન અસુર ને દેવ જો. તમે સહ૦ ૧૪
રથમાં મૂર્ત્તિ જુઓ આદિતની રે,
મચ્છા અવતાર ધર્યો મહરાજે જો;
સુખ સજ્જામાં સહજાનંદ છે રે,
સાંમા રાધા કૃષ્ણ બિરાજે જો. તમે સહ૦ ૧૫
જમણા પડખા પર શ્રીજી રહ્યા રે,
ડાબે પડખે રાધા માડી જો;
ભગત ભજન કરે ભવ કાઢવા રે,
વચમાં કૃષ્ણ ભજો મુખ ત્રાડી જો. તમે સહ૦ ૧૬

## રાગ-તીલોદાનો.

વાહ વારી જાઉં  વરતાલ, સમૈયામાં સુખતાલ;
લાખો ગાઉથી આવેલાલ, જાઉં બલીહારી. જાઉં બલીહારી.
ધર્મશાળા જુઓ ધારી, આવી ઉત્તરે નરનારી;
મળે સુઘડતા સારી, થાઉં આભારી.  થાઉં આભારી. ૧
સહુ મરચાં લેવા જાય, લાવી ઢેબરાંમાં ખાય:
લાળ મુખમાં ભરાય, ત્યારે બોલે બચાક.  ત્યારે બોલે બચાક. ૨
કરો ઇંદ્રિયો કબજ, ભેખ ભગવાનને ભજ;
સુખી લલુતાને તજ, મૂકી દેઇ મજાક.  મૂકી દેઇ મજાક. ૩
મોક્ષ દ્વાર છે અગાડી, જુઓ આંખને ઉઘાડી;
ચંચળ ચિત્તને ચોટાડી, ઝાલો હાથ માળા.  ઝાલો હાથ માળા. ૪
ધ્યાન રાખી પાળો ધર્મ, જુઓ સાધુનો આશ્રમ;
પાળે કેવાં નિત્ય કર્મ, ધન્ય ધર્મશાળા.  ધન્ય ધર્મશાળા. ૫
ભાળો થાંભલા કતાર, ટાંગ્યાં તૂમડાં અપાર;
પુસ્તક પાટિયે નિર્ધાર, જોયું હોય તો જણાય.  જોયું હોય તો જણાય ૬
મૂડા હાથમાં પથારી, લ્હોળી પોથીઓ પસારી:
શિક્ષા પત્રીએ જે સારી, હરદમ ભણાય.  હરદમ ભણાય. ૭
લગ્ની લક્ષ્મી વરથી લાગી, આશા તૃષ્ણા જેણે ત્યાગી;
અન્ન વસ્ત્ર પ્હેરે માગી, બીજું નહિ પાસે, બીજું નહિ પાસે. ૮
જોઇ સાધુનો કોઠાર, ચાલ્યા આવો ઝટ બ્હાર;
સભામંડપ મોઝાર, સમાગમ થાશે.  સમાગમ થાશે. ૯
ધન્ય ધરમા ધિકારી, પાછળ રહે છે કોઠારી;
ગોવર્ધન પર વારી, પર ઉપકારી,  પર ઉપકારી. ૧૦

જોઈ ઘોડાની ઘોડાર, ચડ્યા મેડીયે સરકાર;
પછે રેહેશે નહિ દરકાર, જઉં બલીહારી. જઉં બલીહારી. ૧૧

ખોલો આત્મનું કપાટ, થઇ રહ્યા ઝગ ઝગાટ;
નખ શિખથી ઝપાટ, હરદમ ન્યાળો. હરદમ ન્યાળો. ૧૨

ભેખ બ્રહ્મચારીનો ભાળો, સેવા અર્ચન સંભાળો.
થાળ ઠાકોરનો અજવાળો, જોઇ મન વાળો જોઈ મન વાળો. ૧૩

કર્યું ઊંચી તું નજર, સોળ સોનાનાં શિખર;
સુખ સજ્યાનાં એપર, ધરધ્યાંન હરી. ધર ધ્યાંન હરી. ૧૪

ફરો પ્રદક્ષિણાની પાળી, ડગ બસોને એંતાળી;
આવો અંદર સંભાળી, જુઓ નજર કરી. જુઓ નજર કરી. ૧૫

વસ્ત્ર વીજળી આકાર, તેજ તેજનો અંબાર;
કોણ જોઈ શકનાર, ગણી વળો ગરજું. ગણી વળો ગરજુ. ૧૬

જેને મોક્ષનો હોય ખપ, તેણે માનવી નહિ ગપ;
છોડો સાથિયોની લપ, સગાંથી વળેશું. સગાંથી વળેશું. ૧૭

આવો આચારીની પાસ,રસ્તો ઓળવાને ખાસ;
કાઢે વાસનાનો બાસ, ધન્ય બીહારી, ધન્ય બીહારી. ૧૮

સધવા સતી પદ ધારે, વિધવા બ્રહ્મભેખ ભાળે;
ચળે નહિ કોઇ કાળે, જઉં બલીહારી. જઉં બલીહારી ૧૯

વાગે ચોઘડીયાંની ચોટ, લોકો કરે દોટા દોટ;
ઢીડ ઢીડ વાગે ઝોટ પોટ, કીડાન ઘા ગરજે કીડાના ઘા ગરજે. ૨૦

બજાંણુ ભલજી વગાડે, બધા શોકને નસાડે;
એકાં આરતી દેખાડે, લક્ષ્મી વરજે. વક્ષ્મી વરજે. ૨૧

જેના હોય પુરણ ભોગ, આવો સાથે નહિ જોગ,
ટાળી વાસનાનો રોગ, હરદમ રાઝી. હરદમ રાઝી. ૨૨
કરે મગન ભજન, દીઓ હૃદયે દર્શન;
હરી ભજે નહિ જન દૂર રહેપાઝી. દૂર રહેપાઝી ૨૩



# ચોપડીઓ મળવાનાં ઠેકાણાં.

**પીપળાવ**—એમ, બી, સી, ડી, એન્ડ કંપની.
**સંજાયા**—ગ્રંથ કર્ત્તા પાસેથી.
**વડતાલ**—પંડ્યા હરિલાલ હરિશંકર.
**વડોદરા**—મણિલાલ મગનલાલ. ઠે. નરસિંહજીની પોળમાં, શાહીવાળા.
**નડીઆદ**—ચોકશી માણેકલાલ રણછોડદાસ. રા. રા. ત્રીકમલાલ રણછોડદાસ, બુકસેલર.
**પેટલાદ**—મણિલાલ મૂળજીભાઇ, બુકસેલર.
**ગોરવા તાબે-વડોદરા**—મહાશંકર દાજીરામ.
**શહેરા તાબે ગોધરા**—રા. રા. લલ્લુભાઇ શિવાભાઇ વ્યોકશીનેટર.
**અમદાવાદ**—એમ, ડી, પટેલની કંપની રીચીરોડ.
**વીરમગામ**—રા. રા. બળદેવલાલ મોતીરામ આસિસ્ટન્ટ માસ્તર.
**બોટાદ તાબે ભાવનગર**—રા. રા. નાગરદાસ છગનલાલ પાઠક આસિ૦ માસ્તર.
**ગઢડા**—રા. રા, કહાનજી ગોવિન્દજી આસિ૦ માસ્તર.
**નિંગાળા**—રા. રા. બકોરદાસ જેશંકર પંડયા, સ્કૂલ માસ્તર.
**ભાવનગર સામલદાસ કોલેજ**—મગનલાલ ત્રિભોવનદાસ પંડયા.
**કારવણ તાબે ડભોઇ**—રા. રા. વાઘજીભાઇ ત્રીકમભાઇ સ્કૂલ માસ્તર.
**માણુકી તાબે સંખેડા**—રા. રા. છોટાભાઇ જેઠાભાઇ એજન્ટ.
**કપડવણજ**—રા. રા. પુરૂષોત્તમદાસ ત્રિભોવનદાસ તાલુકા સ્કૂલ માસ્તર.

**એમ. બી. સી. ડી. એન્ડ કંપની પીપળાવ.**

# જાહેર ખબર.



હે! આર્ય બંધુઓ! આજ સુધીમાં આપના જોવામાં તેમ સાંભળવામાં પણ નહિ આવેલાં આ નીચે લખેલાં પુસ્તકો અમારા તરફથી છપાઈ બ્હાર પડેલાં છે.

| નામ. | કિમ્મત. |
|---|---|
| (૧) શ્રી સ્વામિનારાયણ કિં સહજાનંદ સ્વામિની ઉત્પત્તિ વગેરે વગેરે. | ૦-૨-૦ |
| (૨) ગાંડે શ્રી બિહારીલાલ મહારાજનું પૂર્વ જન્મ ચરિત્ર—અડવાક ઉત્પતિ. અને શ્રી વડતાલ અથવા વટપૂર વર્ણન. | ૦-૨-૦ |
| (૩) શ્રી આશાપુરી આખ્યાન | ૦-૨-૦ |
| (૪) શીવ પાર્વતિ સંવાદ અને જાળંધર આખ્યાન. નવીન રાગની લાવણી. | ૦-૨-૦ |

ટીપ-સામટી ચાર બુકો લેનાર પાસેથી રૂ. ૦-૬-૦ છ આના કંપની લેવામાં આવશે. ટપાલ ખર્ચનો એક આનો વધુ મોકલવો. બુકો મંગાવનારે ટીકીટો મોકલ્યેથી અગર વી. પી. મંગાવેથી મોકલવામાં આવશે.